# श्री जिन स्तवनावळी.

શ્રી મહામુનિરાજ
શ્રી વિરવિજય મહારાજના આશ્રયથી.
રચનાર ભાવસાર જેઠાલાલ વિ. માણેકચંદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
ભાવસાર. જેઠાલાલ વિ. માણેકચંદ.
વોરા. હરીચંદ ધરમશી.
ભાવનગર.
પ્રત ૧૦૦૦ પ્રથમાવૃત્તિ.



અમદાવાદમાં
માંમાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૫. સન ૧૮૮૮.

કિંમત ૦-૩-૦

# श्री जिन स्तवनावळी.

શ્રી મહામુનિરાજ
શ્રી વિરવિજય મહારાજના આશ્રયથી.
રચનાર ભાવસાર જેઠાલાલ વિ. માણેકચંદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
ભાવસાર. જેઠાલાલ વિ. માણેકચંદ.
વોરા. હરીચંદ ધરમશી.
ભાવનગર.
પ્રત ૧૦૦૦ પ્રથમાવૃત્તિ.



અમદાવાદમાં
મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૫. સન ૧૮૮૮.

કિંમત ૦-૩-૦

મારા પ્રિય મિત્ર શા. મગનલાલ વિ. લક્ષ્મીચંદે આ લઘુ ગ્રંથ રચવા વગેરેમાં સંપુર્ણ સહાય કરીછે. તેનો સદાને માટે આભારીછું.

હે પ્રિય જૈનબંધુઓ ! મારી સ્વલ્પ મતિથી રચાએલા આ પુસ્તકમાં જે જે દોષો આપને દ્રષ્ટિગોચર થાય તે સુધારી વાંચવા વંચાવવા વગેરે તસ્તી લેઈ મને તે દોષોની ક્ષમાપ્રા અર્પી મને વિદિત કરશો જેથી હું તે દોષો સુધારૂં. આ પુસ્તકનો સદુપયોગ કરી મારા પરમપ્રિય જૈન બંધુઓ શ્રી જિનેશ્વર ભગવંતની દુર્લભ કૃપાને સત્વર પ્રાપ્ત કરો. તથાસ્તુ !

ગ્રંથકર્ત્તા.



# પ્રસ્તાવના.

પરમપ્રિય જૈન બન્ધુઓ! લખવાને મારી લેખિનીને તથા મારા મનને અતિ હર્ષ થાયછે કે કેટલાંક વર્ષથી જૈનબંધુઓની સેવા બજાવ્યા તુલ્ય કોઈ પણ ગ્રંથ યથાશક્તિથી રચી તેઓ શ્રીના કરકમળ વિશે અર્પણ કરવો. તે દુર્લભ લાભ શ્રી જિનેશ્વર ભગવાનની કૃપાથી મારી વહાલી લેખિનીને અને મારા અત્યાતુર ઉરને પરમાનંદ પ્રાપ્ત કરાવે છે. આવાં સુકૃત્યો શ્રી અર્હંત ભગવન્ સાફલ્ય કરો.

પ્રિય જૈનમિત્રો! આધુનિક સમયમાં બહુધા નાટકરૂપે નવીન નવીન રાગરાગણીઓથી ભરપૂર રસમય કાવ્ય (ગાયન) સહીત રચાએલાં પુસ્તકો વિષેશે કરી દ્રષ્ટી મર્યાદામાં આવે છે. એ રાગોમાં રચેલી કાવ્યને સર્વ જન વૃદ્ધ કે બાળ, શ્રીમંત કે ગરીબ, તથા સાક્ષર કે નિર્ક્ષર સર્વ જન તન મન ને ધનથી ચાહે છે. તથા તે કાવ્યોને મુખપાઠે કરી સર્વ વખતે સકળસ્થાને યથાશકિતથી સંગિત્તશાસ્ત્ર-વિધિને અનુસરી અનુભવ્યા (ગાયા) કરે છે. આ પ્રમાણે એ કાવ્યના મહાન્ શોકી સર્વને નિરખી મારા પરમપ્રિય જૈન બંધુઓ અમંદાનંદદાયક શ્રી જિનેશ્વર ભગવંતનું સ્મરણ અહર્નિશ કરે તેટલા માટે એવા રસિક રાગોમાં શ્રી જિનેશ્વર-સ્તવનો રચવાને હું શ્રમિત થયોછું. તે સુસ્તવનો તેઓ શ્રીનેજ અર્પણ કરૂંછું.

અહો જૈન ભ્રાતો! મારી ઇચ્છાનુસાર આ સ્તવનોનો ઊ-પયોગ કરવાને થોડા વિસ્તારથી કેટલુંક કથન કથી આપને શ્રમિત કરૂંછું; તે વિશે કૃપા કરી ક્ષમા આપશો. એવી આશા છે.

હે મિત્રો! આપની સ્મૃતિમાંજ હશે કે વિદ્યાદેવીના પ્ર-સાદથી પ્રાપ્ત થએલા એક અક્ષરની પણ આશાતના કરવી એ ઉચિત નથી; તો હવે શ્રી અરિહંત ભગવંત એ સત્વર મોક્ષદાયક પરમ નામનું કેટલું મહાત્મ્ય છે, તે વિશે દી-ર્ઘદ્રષ્ટીથી વિચાર કરી અમારી વિનતિ લક્ષમાં લેશો. કોઈ અશુદ્ધ સ્થાન વિશે આ પુસ્તક ગ્રહીને જવું નહિ, તથા અ-શુદ્ધ વસ્ત્ર કે અશુદ્ધ મુખ હોય તેવે સમયે તે લઘુ ગ્રંથને સ્પર્શ કરવો નહિ, તથા વાંચવો નહિ; ઈત્યાદિક દોષોથી કદિ પણ વિસ્મૃત થવું નહિ. અને કદાપિ એમ થવાય તો શ્રી ગુરૂમહારાજ પ્રતિ વિનતિ કરી તે દોષનું નિર્વાણ સમજી યથાશક્તિ તથા શુદ્ધ શ્રદ્ધાથી વૃત્તાદિ કરવાં. જેથી પ્રાયશ્ચિ-તની વૃદ્ધિ વિશેષ થઈ શકે નહિ, અર્થાત્ પ્રાયશ્ચિતથી મુક્ત થવાય.

આ પુસ્તકની પ્રસિદ્ધિ કરવા સારૂ મારા પ્રિય મિ-ત્રાએ મને જે મદદ કરીછે તેને માટે હું તેઓ શ્રીનો અ-ત્યંત ઉપકાર માની સદાને માટે તેમનો આભારીછું.



# श्रीजिन-स्तवनावली.

---

**શ્રીજગતપતિ, પ્રભુ આપ સન્મતિ. (એ રાહ.)**

શ્રીજિણંદ દેવ, સા'ય તત્ખેવ;
શુભ કામના પ્રસંગે, થાઓ નિત્ય મેવ. શ્રી જિણંદ. (ટેક)
રૂષભદેવજી રક્ષા કરજો, શાંતિ કરો નિજ શાંત;
નેમનાથ રે'મ નજર કરીને, ભાગજો સઘળી ભ્રાંત. શ્રીજિણંદ.
પાર્શ્વનાથ પ્રભુ કૃપા કરીને, આશા પૂરો મુજ;
વર્ધમાન જિનજશ ગુણ વૃદ્ધિ, કરવા સમર્થ તુંજ. શ્રીજિણંદ.
ગૌત્તમ ગુણેશ લબ્ધિ દાતા, જ્ઞાન ગુણ ભરપૂર;
અરિહંતાદિક નવ પદ ધ્યાને, દુઃખ ચિંતા ચકચૂર. શ્રીજિણંદ.
સિદ્ધ ચક્ર સિદ્ધિ પદ આપો, સકળ સુકાર્યો માંય;
સમકિતવંતા સર્વે થાઓ, સાસન-દેવી સા'ય. શ્રીજિણંદ.
જ્ઞાન વૃદ્ધિ શ્રીગુરૂ પ્રતાપે, કહેછે જેઠાલાલ;
શુદ્ધશ્રાવક સુખસંપત્તિ પામો, જયજય મંગળમાળ. શ્રીજિણંદ.

---

**કુંડળીઓ છંદ.**

પે'લા પદથી સમરિયે, અરિહંત ભગવાન;
આચાર્યજી ઉવઝાયજી, સાધુ નમો ગુણ ખાણ;
સાધુ નમો ગુણ ખાણ, પંચમા'વ્રત્ત સુવાણી;
દર્શ જ્ઞાન ચારિત્ર, કરે તપ કુકર્મની હાણી;
આદિ શાંતિ નેમ પાર્શ્વ જિન, વીરપ્રભાતની વેળા;

ધર્મશી–સુત માંગલ્ય દાઈ, નિત્ય સમરો પદ પે'લા.

---

## શ્રીચતુરવિંશતિ જિન-નામયુક્ત સ્તવન.

વિનતિ ધરજો ધ્યાન, જિન સહુ વિનતિ૦ (એ રાહ)

ચોવિશ જિનવર દેવ, પ્રણમો; ચોવિશ જિનવર દેવ. (ટેક)

રૂષભ[૧], અજિત[૨], સંભવ[૩], અભિનંદન[૪];
સુમતિ[૫], પદ્મ[૬] પ્રભુ, સેવ પ્રણમો; ચોવિશ.
શ્રીસુપાર્શ્વ[૭], ચંદ્રપ્રભુ[૮], સુવિધિ[૯];
ભવ–દવ શિતળ[૧૦], કરે વ. પ્રણમો; ચોવિશ.
શ્રી શ્રેયાંશ[૧૧], વાસુપૂજ્ય[૧૨], વિમળજિન[૧૩];
અનંત[૧૪], ધર્મ[૧૫], ધરટેવ. પ્રણમો; ચોવિશ.
શાન્તિજિન[૧૬], કુંથુજિન[૧૭], અરજિન[૧૮];
મલ્લિ[૧૯], મુનિસુવ્રત્ત[૨૦], સેવ. પ્રણમો; ચોવિશ.
નમિનાથ[૨૧], નેમનાથ[૨૨], પાર્શ્વજિન[૨૩],
મહાવીરસ્વામિન્[૨૪] પદ સેવ. પ્રણમો; ચોવિશ.
ઉર્ધ્વ, અધો, તિરછા લોક આદિક;
વહેરમાન મા'વીદેહ. પ્રણમો; ચોવિશ.
અતીત, અનાગત, વર્તમાન જિન;
શાસ્વતા, અશાસ્વતા, જેહ. પ્રણમો; ચોવિશ.

સઘ ભવી અવિચળ પદ વરવા;
જિન પૂજો નિત્ય મેવ. પ્રણમો; ચોવિશ.

---

## ચતુર વિંશતિ જિનેશ્વર-સ્તવન પ્રારંભ:

### શ્રી રૂષભદેવનું સ્તવન.

શૃંગાર શું હવે સજીએ, શુણરે દાસી; શૃંગાર. (એ રાહ.)
તુજ મૂર્ત્તિ અતિ પ્યારી, પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ. (ટેક.)
હરિ, હર, બ્રહ્મા, પુરંધરની છબી;
તુજ સમિપેં સહુ હારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
રાગ, દ્વેષ, મોહ, મદથી ભરપૂર;
ક્રૂર દ્રષ્ટિ, ક્રોધી ભારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
અનેક દેવ હસ્તમાં શસ્ત્ર ધરે વળી;
મોરલી કરમાં ધારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
કોઈ જપ જાપ કરે, કોઈ નાચે;
સ્નેહ રાખે સંગમાં નારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
પર આશા કરતાં એહ દીઠા;
કેમ પૂરે આશા તે મારી? પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
માટે પ્રભુ તુમ દ્વારે હું આવ્યો;
દીઠી મુદ્રા તિમિર હારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
નાભિ નરેશ–સુત નયનથી નિરખી;
પામ્યો સુખ હું અપારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
નિઃરાગી નિર્દ્વેષી નિરંજન;
નિર્લોભી નિરાકારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.

આદિ જિનેશ્વર પરમ કૃપાળુ;
મમ વિનતિ ધ્યાનમાં ધારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
ભવ–દવ શિતળ કરો સર્વેશ્વર;
છો સદા સહુને સુખ કારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
કુમતિ–સંગ છોડી કર દ્વય જોડી;
યાચું સેવા તમારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.
જેઠાલાલના પ્રભુ દ્યો અચળ પદ;
ગતિ જન્મ મર્ણની નિવારી. પ્રથમ પ્રભુ; તુજ મૂર્ત્તિ.

---

## શ્રી અજિતનાથનું સ્તવન.

દુઃખ હર્ત્તા થઈ દુઃખ કેમ આપે ? (એ રાગ.)
અજિત જિનેશ્વર આપ કૃપા નિધિ;
મુજ વિનતિ સ્વીકારો રે, અજિત જિનેશ્વર. (ટેક.)
નર્ક નિગોદાદિ અનેક ગતિનાં;
સહ્યાં મેં દુઃખ અપારો રે, અજિત જિનેશ્વર.
મુજ મુખથી શું કરૂં હું વર્ણન;
છો સર્વજ્ઞ કિરતાર રે, અજિત જિનેશ્વર.
પ્રભુ–મૂર્ત્તિ દેખી અતિ હર્ષિત;
રોમ સકળ ઉલશીઆ રે, અજિત જિનેશ્વર.
ભૂખ્યા ભોજન તરશ્યા અમિ રસ;
સેવક ચકોરના ચંદ્ર રશીઆ રે, અજિત જિનેશ્વર.
દિનકર–દર્શથી કમલ પ્રફુલ્લિત;
જેમ ચક્ષુ પામે અંધ રે, અજિત જિનેશ્વર.

પુર્ણ સુખ પામ્યો હું તેઓ પેઠે;
દેખી પ્રભુ–મુખ ચંદ્ર રે, અજિત જિનેશ્વર.
જિત્ર શ રાજન–કુળ–દિનકર;
વિજયા માતાના નંદન રે, અજિત જિનેશ્વર.
સૂર નર, નૃપ, વિદ્યા ધરને પુજ્ય;
પ્રભુને કરૂં નિશ દિન વંદન રે, અજિત જિનેશ્વર.
આપ–શરણુ પામી હવે ક્ષણુ પણ;
ન રહું આપથી પ્રભુ દૂર રે, અજિત જિનેશ્વર.
આશ્રિત સદાનો પ્રણામ કરી પ્રભુ;
ઉભો આપ–હજૂર રે, અજિત જિનેશ્વર.
શિવ–સુખ દાયક, લાયક, નાયક;
નાથ જિનેંદ્ર તું મહારો રે, અજિત જિનેશ્વર.
અવર દેવ દેવી સહુ તજિયાં;
મુજ મન તું સહુ આધારો રે, અજિત જિનેશ્વર.
કલ્પ વૃક્ષ ચિંતામણી સૂર ધેનુ;
દાતા સુબોધ ઘો પૂરો રે, અજિત જિનેશ્વર.
જેઠાલાલ–પ્રભુ શિવ–સુખ આપી;
ભવ–ભયનો કરો ચૂરો રે, અજિત જિનેશ્વર.

---

## શ્રી સંભવનાથનું સ્તવન.

પ્રિય કરો શંભુનાથ. (એ રાહ.)

સા'ય કરો સંભવનાથ, (૨) અરજ કરૂં સનમુખ રહી;
વેગે ગ્રહો મુજ હાથ, (૨) બોલાવો સેવક કહી. સા'યકરો. (ટેક)

આવ્યો આપને દ્વાર, (૨) ભવાટવી ભમતાં આ પળે;
પામ્યો છું હું અપાર, (૨) દુઃખ દુર્ગંધ દવાનળે. સા'ય કરો
'વરતેજ' ગુણ મણી ધામ, (૨) આપ-મંદીર સોહામણું;
પુર્ણ-શશિ સમ મુખ, (૨) દીસંતુ રળીઆમણું. સા'ય કરો.
ઉપજ્યો પ્રભુ પરમાનંદ, (૨) આપ-ભક્તિ કરી પ્રીતથી;
રોમે રોમ આનંદ, (૨) નિર્ધનને જેમ વિત્તથી. સાય કરો.
જિતારિ નૃપ-સુત, (૨) સેનામાતા કુક્ષે દિનમણી;
સાવથ્થી પૂરપતિ, (૨) નેકનજર કરો મુજ ભણી. સા'ય કરો.
વિનવે સેવક આજ, (૨) આપ સમક્ષ ઉભો રહી;
યાચું પ્રભુ ચર્ણ-સેવ, (૨) સકળભવે આપશો સહી. સા'ય૦
અહો! જગત-જિનરાજ, (૨) સ્વામી અક્ષયપદ હું વરૂં;
કરો સધસનાથ, (૨) શિવ સુખદાતા-સેવા કરૂં. સા'ય કરો.

---

## શ્રી અભિનંદન સ્વામીનું સ્તવન.

ભરથરી ભ્રાતા વિચારીને, તમે કરો હું ઉપર કોપ. (એ રાહ)

અભિનંદન જિનરાજજી, ઘો અભય પદ કિરતાર;
કરૂં અરજ આજ, (૨) લક્ષે લો જગદાધાર. અભિ૦
છો સર્વેશ્વર, (૨) દયાનિધિ ગરિબ નિવાજ;
પર ઉપકારી જગતગુરૂ, દિસો છો અહો મહારાજ. અભિ૦
"રાગી દ્વેષી મોહી, (૨) મદ મત્સર દોષથી ભરિયા;
હરિહરાદિકને સહુ, મિથ્યાત્વી દેવ પરહરિયા." અભિ૦
રાગદ્વેષ મોહ, (૨) મદ મત્સર દોષ (સહુ) નિવારી;
સમતા જ્ઞાન સુસંગતિ, થયા મોક્ષ ગતિ-દાતારી. અભિ૦

સુણો જગદીશ્વર, (૨) શ્રી અભિનંદન જીણંદ;
ભવાટવી–ભય નિવારીને, પ્રભુ આપો પરમાનંદ. શ્રી અ૦
નહિ અવર દેવ, (૨) જગમાં પ્રભુ તુમ જોડી;
અહું શરણ કહો હું કોણનું? પ્રભુ શરણ તમારૂં છોડી.શ્રી.
સઘ ઘો મુજને, (૨) આપ–ચર્ણ તણી સ્વામી સેવા;
'જેઠાલાલ' સનાથ થઈ, નિત્ય પૂજું દેવાધિશ દેવા. શ્રી૦

---

## શ્રી સુમતિનાથનું સ્તવન.

રૂઠ્યો આજ તાપ વિલાપમાં, બંધુ તારો વિક્રમાદિત્ય રે.
( એ રાહ. )

આવ્યો આજ શરણે હું આપને; શુણો સુમતિનાથ જિનેંદ્રરે.(ટેક.)
ભમ્યો નર્કનિગોદે હું બહુ, શી! વાત વિપત્તિની કહું?
આપ જાણોછો તે સર્વદા, અહોદાયક અત્યાનંદરે. આવ્યો.
'દેવીદેવ' જગમાં છે બહુ, રાગી દ્વેષી મોહી તે સહું;
જપે જાપ મોરલી કરધરે, ધરે સંગે નારી વૃંદરે. આવ્યો.
જગમાં જોતાં પ્રભુ સહુ સમે, આપ–મૂર્ત્તિ મનને બહુ ગમે;
સર્વ રોમ માંહે ઉપજ્યો, અહોનાથ ! અમંદાનંદરે. આ૦
છોડું નહિ પાલવ આપનો, આપથી ન રહું ક્ષણ પરો;
કરજોડી ઉભો દ્વારમાં, આપ–ધ્યાનમાં અર્વિંદ રે. આવ્યો.
'મેઘરાય' કુળે છો દિનમણી, મંગલા–સુસુત મંગલતણી;
સુમતિ સદા મુને ઘો તથા, આપ–ચર્ણસેવા અખંડરે. આ૦

સર્વેશ આપ-સેવકો સદા, પામ્યાછે અતિ સુખ સંપદા;
જેઠાલાલ શ્રી જિન પૂજતાં, ચિત્તવૃત્તિ શરદ ચંદરે. આવ્યો.

---

## શ્રી પદ્મ પ્રભુનું સ્તવન.

શૃંગાર શું હવે સજીએ, શુણુરે દાસી; શૃંગાર. (એ રાહ.)
પદ્મ પ્રભુની સેવા, કરોરે ભવી; પદ્મપ્રભુની સેવા. (ટેક.)
સકળ સુખદાયક છે પ્રભુ-ભક્તિ;
સમર્થ શિવ પદ દેવા, કરોરે ભવી; પદ્મપ્રભુની.
પુર્ણ-શશી સમમુખ સુચક્ષુ;
સુંદર સુમતા ધરેવા, કરોરે ભવી. પદ્મ પ્રભુની.
સહસ્ત્ર 'વસૂ ૭મુનિ લક્ષણુ ધારી;
ભિંતર ગુણુ ભરેવા, કરોરે ભવી. પદ્મ પ્રભુની.
સૂરનર કિન્નર નૃપ વિદ્યા ધરો;
ઉમંગે ભક્તિ કરેવા, કરોરે ભવી. પદ્મ પ્રભુની.
'દેવીદેવા'દિક બહુછે જગતમાં;
નહિ એઓ પ્રભુ આપ જેવા. કરોરેભવી. પદ્મ પ્રભુની.
પ્રભુ-પૂજાનો મહાત્મ્ય બહુ ભાખ્યો;
જુઓ, 'જિનસૂત્રો' અનેવા, કરોરે ભવી. પદ્મ પ્રભુની.
નિશદિન 'નમણુ વિલેપના'દિક;
દ્રવ્ય પૂજન ધર હેવા, કરોરે ભવી. પદ્મ પ્રભુની.
ધર' નરેશ-કુળે દિનકર પ્રકટયો;

---

'વસૂ ૭મુનિ=અઠોતેર.

મિથ્યાત્વ સઘ હરેવા, કરોરે ભવી. પદ્મ પ્રભુની.
માતા 'શીસુમા'-કુક્ષે સરોવર;
'પદ્મ' પુષ્પ ગુણ ગેવા, કરોરે ભવી. પદ્મ પ્રભુની.
પામી ભવ દાવાનળે શ્રી જિન;
સમતા જ્ઞાન સહેવા, કરોરે ભવી. પદ્મ પ્રભુની.
જેઠાલાલના પ્રભુ ઘો અભય પદ;
દુર્લભ શિવ-સુખ લેવા, કરોરે ભવી. પદ્મ પ્રભુની.

---

## શ્રી સુપાર્શ્વનાથનું સ્તવન.

હમકું છાંડ ચલે બનમાધુ. ( એ રાહ. )
સા'ય કરો 'શ્રીસુપાર્શ્વનાથ;
આપ-શરણે હું આવ્યો વહીરે. સા'ય કરો. (ટેક)
કાળ અનંતા અનંત નિગોદે;
કષ્ટ-કથા નવ જાય કહી રે.
ત્રિભુવનમાં જોતાં જગદીશ્વર,
મૂર્ત્તિ તુમ સમ દિસે નહિ રે. સા'ય કરો.
પુર્ણ પુણ્યના પુર્ણ ઉદયથી,
શ્રી સર્વેશ્વર-સેવા લહી રે;
રોમેરોમ ઉલ્લાસ અતિ ઉપજ્યો,
ચંદ્ર ચકોર મેઘ મયૂર ગ્રહી રે. સા'ય કરો.
નિઃરાગી નિર્દ્વેષી નિરંજન,

નિર્મળ જ્ઞાન ગુણેશ સહી રે;
નિષ્કામી નિશ્ચળ કૃપાળુ,
ભેટયા ઉછરંગ ઉર મહિં રે. સા'ય કરો.
મનોહર મૂર્ત્તિ શ્રી સ્વામિનૂની,
'સુપ્રતિષ્ઠ' કુળે દિનકર ભઈ રે;
સર્વે મિથ્યાત્વ તિમિર પરહરતાં,
દુર્ગતિ–પીડા દૂર ગઈ રે. સા'ય કરો.
સપ્તમ જિન સપ્ત ભયને નિવારો,
મૂક્તિ–ગતિનું દાન દ્યો રે;
સેવક જેઠાલાલની ઇચ્છા,
પ્રભુ આપ–દર્શથી પૂર્ણ થયે રે. સા'ય કરો.

---

## શ્રી ચંદ્ર પ્રભુનું સ્તવન.

જોઈ ટીપણું ને વાત કહું આજ સાચી રે. (એ રાહ.)
નિરખી ચંદ્ર પ્રભુ–મુખ, થયો આજ રાજી રે;
થયો આજ રાજી રે, થયો આજ રાજીરે. નિરખી (ટેક.)
વિકાશીત કમળ સમોવડ નયણાં, પ્રભુ મુખ પુર્ણ ચંદ્ર;
સમતા સાગર શ્રી જિન નિરખી, ઉપજ્યો અલ્પાનંદ. નિરખી.
મોહાદિક સહુ દોષથી મુક્ત, સમતા જ્ઞાનથી છે સ્નેહ;
કામ ક્રોધ મદાદિ નિવારી, રાગને દીધો છેહ. નિરખી.
નિરાકાર નિરંજન સ્વામી, નિશદિન પ્રણમું પાય;

અલખ અનંત જ્યોતિ સ્વરૂપી, સેવે સૂરનર–રાય. નિરખી.
પ્રગટ્યા પૂરવ પુન્ય કેરા, દુર્લભ ફળ અહો શ્યામ !
દુષ્કૃત્ય સર્વે દૂર કર્યાં હવે, આવ્યો છું તુમ ધામ. નિરખી,
'ભાવનગર' 'વડવા' માં ભેટ્યા, અષ્ટમ શ્રીજિન ચંદ્ર;
ભવોભવ ભ્રમણુ ગુમાવી હું તો, પામ્યો પરમાનંદ. નિરખી.
પળ પળ પ્રણમી પ્રભુ–પાયને, જેઠાલાલ કહે કરજોડી;
દયાસિંધુ શિવ સંપત્તિ આપો, ભવ–ભય–સંકટ તોડી. નિરખી.

---

## શ્રી સુવિધિનાથનું સ્તવન.

મળશે મળશે રે, સઘ સ્વામી સુશોભિત મળશેરે. (એ રાહ)

આવજો, આવજો, આવજો રે,
ભવી; જિનમંદિરે જાથુ આવજો રે. (ટેક)
પ્રદક્ષણા ફરી ભવાટવી–ભય;
ઝટ ઝટ ભવી જલાવજો રે. ભવિ; જિન૦
ઉલટ ધરી ભવી શુદ્ધ શ્રદ્ધાથી;
અષ્ટ દ્રવ્ય મિલાવજો રે. ભવી; જિન૦
'નમણુ' 'વિલેપન' પુષ્પને 'ધૂપ' વળી,
ઘૃતનો દીપક જગાવજો રે. ભવી; જિન૦
'અક્ષત' થકી અક્ષય ફળ–સાધવ,
'ફળ' થી શુભ ફળ પાવજો રે. ભવી; જિન૦
નમન કરી, જિનેશ જશ ગાતાં.
નાટારંભ બનાવજો રે. ભવી; જિન૦
જિન–ભક્તિ–મહાત્મ્ય–વિધિ તમે,

'જિન સૂત્રો'થી પ્રાવજો રે. ભવી; જિન૦
'ભગવઈ જ્ઞાતા' 'રાયપસેણી',
જીવા ભેગમ જણાવજો રે. ભવી; જિન૦
કલ્પ માહાનિસિથ મરણ વિભક્તિ,
સૂત્રે ધ્યાન લગાવજો રે. ભવી; જિન૦
કુમતિ કુપંથી કલ્પિત મતના,
શિયલ હિન સંગ નિવારજો. ભવી; જિન૦
'રાયસુગ્રીવ'–સુત સુગતિ દાયક,
રામા માતા–સુત ધ્યાવજો રે. ભવી; જિન૦
સુવિધિથીં 'સુવિધિ' જિન–સેવા,
કરીને ભાવના ભાવજો રે. ભવી; જિન૦
વૃદ્ધિ ગુણે જેઠાલાલ માણેકચંદ,
દુર્લભ પ્રભુ–દર્શપાવજોરે. ભવી; જિન૦

---

## શ્રી શિતળનાથનું સ્તવન.

પ્રભુ તેરા નામકી લે મુને લાગી, છોડ દુનિયા
હાંહાંરે (૨) દુવામેં ત્યાગી. પ્રભુ૦ (એ રાહ)
શિતળ જિન આપ–શરણે હું આયો; ભવોભવ હાંહાંરે;
ભ્રમણ ગુમાયો. શિતળ જિન. ટેક.
ભવ દાવાનળે અમિત થએલો, શાંતિ કરણ ખૂબ ધાયો;
ફીરત ફીરત સબ જગમેં ઢુંઢત, મેં શિતળજિન પાયો. શિ૦
દુષ્ટ ચારેગતિ ચોદિશ અગ્નિ, કષાય કાષ્ટે જળાયો;
કૃષ્ણ લેષાદિક ધૂમડ ધુંધવે, આર્ત રૂદ્રે ચઢાયો. શિતળજિન૦

વિપરીત ભેદે વિત્તક બહુ વિલ્સા, (પણ) પૂરવ–પુન્યે પસાયો;
પ્રભુ–મુખ–મુદ્રા નયણે નિરખી, ભવ–દવ–તાપ સમાયો. શિ૦
અમિરસ ચંદન બ્રાસ ગુણેથી, શિતળ ગુણછે સવાયો;
આત્માનંદી દુઃખ નિકંદી, તુમ ચરણે ચિત્ત લાયો. શિતળજિન.
દશમા જિન ભેટી મુજ દશકો, દિન દિન ચડત સુહાયો;
નિર્મળ જ્ઞાનધ્યાન પ્રભુ–ગુણ કેરૂં, કરતાં સિદ્ધિ સધાયો. શિ૦
'દ્રઢ' રાજન–કુળે દિનકર પ્રગટ્યો, મિથ્યાત્વ તિમિર મટાયો;
ભદ્ર કરે 'ભદ્દીલપુર'–નાયક, 'નંદા' માતાનો જાયો. શિતળજિન.
પ્રભુ પ્રતાપથી સભ્યપણેથી, સકળ સ્તવન હમને ગાયો;
જેઠાલાલપ્રભુ ભવ-ભયટાળક, જિન-ભક્તિસેં આત્મા રિઝાયો. શિ.

---

## શ્રી શ્રેયાંશનાથનું સ્તવન.

કેમ ખોલું પ્રિતમ ઘૂંઘટો, ઘૂંઘટડે બહુ ખુવાર થયા. (એ રાહ)
સૂણો શ્રીશ્રેયાંશ સર્વેશ્વર, એક વિનતિ પ્રભુ માહરી;
આવ્યો છું હું શરણે આ સમે, આશા કરીને તાહરી. સૂણો. (ટેક)
પ્રભુ નિઃરાગી નિર્દ્વેષી, નિર્લોભી નિરાકાર છો;
નિશ દિન સેવું ચરણાંબુજ, નિરાધારના આધારછો. સૂણો.
અષ્ટ કર્મ પ્રબળને જીતીએ, દુષ્ટ છ દૂતોને નિવારીએ;
ચતુરગતિ–કષ્ટો કાપીને, મુને ભવો દધીથી તારીએ. સૂણો.
આશા ધરી તુમ–દ્વારે આવ્યો, મન મધ્યે મગન બહુ રહી;
ચિંતામણી સૂર–ધેનુ સમ, વળી કલ્પવૃક્ષ છો સહી. સૂણો.
છો 'સિંહપુરી'ના પ્રભુ રાજન, 'વિષ્ણુ' રાજા કુળે દિનમણી;
'વિષ્ણુ'માતાના નંદન, નેક નજર કરો મુજ ભણી. સૂણો.

પામ્યો પૂર્વ પુન્ય–ઉદયથી, તુમ સેવા શિવ સુખદાઇની;
શુભપદ પ્રભુ મુને દીજીએ, 'માણેકચંદ'–સુત સવાઇની.સૂણો.

---

## શ્રી વાસુપુજ્યસ્વામીનું સ્તવન.

(ઇંદર સભાની ગજલ.)

શ્રીવાસુ પુજ્ય સાહિબા, પ્રભુ વાસ દીયો મુજ ખાસ;
દુ:ખદ ભવ દાવાનળેથી, હું આવ્યોછું તુમ પાસ.શ્રીવાસુપુજ્ય. ટેક.
દુ:ખ ટાળક સુખસાગર, દીનેશ દયા નિધાન;
પરોકારી પરમેશ છો, ભય ભંજન ભગવાન. શ્રી વાસુપુજ્ય.
આશ્રિત છું હવે આપનો, સેવું નિશ દિન ચર્ણ;
કૃપાનિધિ કૃપા કરી, મને રાખો આપને શર્ણ.શ્રીવાસુપુજ્ય.
દાદ સૂણો દીન દાસની, અને મહેર કરો મહારાજ;
આશા કરી હું આવિયો, સુધારો સહુ મમકાજ.શ્રીવાસુપુજ્ય.
નિરાશ થૈ જાયે નહિ કો', લે કલ્પવૃક્ષની છાંય;
ચિંતામણી સુર ધેનુ કહો, ફળ્યા વિના રહે ક્યાંય? શ્રીવાસુપુજ્ય.
તેમજ પ્રભુ કૃપા થકી, મુજ આશા પુર્ણ થાય;
સત્ય દ્રઢતા થકી મેં, જાણ્યું છે મન માંય. શ્રીવાસુપુજ્ય.
દાતા સમય વિચારીને દે, યાચક જનને દાન;
જગ જશ કિર્ત્તી વિસ્તરે તપે, ભાનુ ચંદ્ર સમાન. શ્રીવાસુપુજ્ય.
યાચક આવી ઉભો હું, આપ દાનેશ્વરની પાસ;
સમય વિચારી દીજિયે, મુને સમકિત અચળનિવાસ. શ્રી.વા.
'જયા'માતાના નંદન પ્રભુ, 'વસુપુજ્ય' નૃપ કુળચંદ;
નાયક ચંપાનગરીના, પ્રભુ–દર્શથી અત્યાનંદ. શ્રીવાસુપુજ્ય.

બારમા જિનવર બાહ્યથી, તેમજ અંતરથી દુ:ખ;
બંને પ્રકારનું ટાળીને, મુને આપો અવિચળ સુખ.શ્રીવાસુપુજ્ય.
જેઠાલાલ સદા કરે, પ્રભુ આપ ચર્ણની સેવ;
સધશિવ સંપત્તિ પામવા,પ્રીતે પૂજું દેવાધિશ દેવ.શ્રીવાસુપુજ્ય.

---

## શ્રી વિમળનાથનું સ્તવન.

શ્રી જગત્-પતિ, પ્રભુ આપ સન્મતિ. (એ રાહ.)

શ્રી વિમળ જિન, કરો કૃપા સ્વામિન;
કો'ન દયાનિધિ દિસે, જગમાંહીતુમ વીણ. શ્રીવિમળ.(ટેક)
પરીભ્રમણ ભવાટવીનું કરતાં, દુ:ખ સહ્યાં બહુ પીઠ;
કાંઇક પૂર્વ-પુન્ય પ્રતાપે, તુમ મુદ્રા મેં દીઠ. શ્રી વિમળ.
કલ્પવૃક્ષ સૂર-ધેનુ ચિંતામણી, મનવાંછીત દાતાર;
આશા પુરણ ચિંતા ચૂરણ, ભવ-ભય ટાળણહાર.શ્રીવિમળ.
સુગુરૂ-મુખથી અતિ તુમ મહિમા, જાણીને મહારાજ;
આપ હજૂર આવી હું ઉભો, કરદ્વય જોડી આજ.શ્રીવિમળ.
'કાંપીલપુર' નગરીના નાયક, 'કૃતવર્મ' નૃપ-સુત;
'શ્યામા' માતા-નંદન ભેટી, કાપ્યું દુ:ખનું મૂળ. શ્રી વિમળ.
વિમળ કરો મુજ ઉરને આજે, વિમળ જિન મહારાજ;
ભવ કળી કાદવે લપટયો છું તે, શુદ્ધ કરો શિરતાજ.શ્રીવિમળ.
જિનેશ જગ-સ્વામી અંતર્યામી, જેઠાલાલ કહે કરજોડી;
પ્રભુ-દર્શપ્રતાપે સંપત્તિ પામ્યો, ભવોભવ સંકટ છોડી.શ્રીવિમળ.

---

## શ્રી અનંતનાથનું સ્તવન.

રાજાએ પ્રજાને પુત્ર ગણીને પાળવી. (એ રાહ.)
છો પ્રભુ અનંત જિન, અનંત ગુણ ધારી;
સેવત ચરણ સૂરનર, આસ્થા ચિત્ત ધારી. છો પ્રભુ.(ટેક.)
કામ ક્રોધ મોહ મદ, રાગ દ્વેષ નિવારી;
નિરંજન નિશ્ચળ છો, નિત્યાનંદકારી. છો પ્રભુ.
અષ્ટ કર્મ સપ્ત ભય, મૂળથી સંહારી;
અઢાર દોષોથી રહિત, વૃતો જય કારી. છો પ્રભુ.
અનંત ગુણોના પ્રભુ, દાતાર છો ભારી;
આપને શરણે હું આવ્યો, આશા ચિત્ત ધારી. છો પ્રભુ.
ચઉદલોક માંહી દેવ, દેવી છે અપારી;
તુમ સમ મુદ્રા નહિ, સુખ શાંતિ કારી. છો પ્રભુ.
'સિંહસેન' 'સુયશા' સુત, ભય ભંજન ભારી;
પ્રગટયા પ્રભુ અનંત ગુણી, વંદું શ્રેય ધારી. છો પ્રભુ.
જેઠાલાલના પ્રભુ ઘો, અર્જ સ્વીકારી;
પ્રસન્ન ચિત્તે સ્વામી મુને, સેવા સુખકારી. છો પ્રભુ.

---

## શ્રી ધર્મનાથનું સ્તવન.

મેનાવતી માતા, બાદલ બરસેરે કન્ચન મહેલમે (એ રાહ)
સૂણો ધર્મ જિનેશ્વર, કૃપા કરોરે સેવક ઉપરે. સૂણો. (ટેક)
હાથ જોડ કે અરજ કરતા હું, ચિત્ત ધર અતિ ઉલ્લાસ;
દાતા જગમેં જાનકે મૈ, આયા હું તુમ પાસ. સૂણો.
ઘટમાલા ફિરત જ્યું કૂપમેં, ત્યું ફિરતા હે સંસાર;

કષ્ટ-કથા ક્યા મેં ભાખું? અન્યકી ન મિલિ કુછ વાર. સૂણો.
હરિ હરાદિક દેવો દેવલમેં, મુદ્રા મહા બિકરાલ;
ચક્ર ત્રિશુલ ગદાદિક ધરતા, અતિશય ક્રોધાલ. સૂણો.
ભવદાવાનળે દુઃખસે શ્રમિત, ગયા ઉસ સબકે આવાસ;
ધસમસ્તા દેવલમેં પેઠા, ઉપજ્યો અતિશય ત્રાસ. સૂણો.
પીછે ગયા મેં કૃષ્ણ-દેવલમેં, ગોપી સહીત ગોપાલ;
કામાંધવો વિનતા સંગ નાચે, મોરલી કરમે ધાલ. સૂણો.
નિર્લજ્જાવંત ઉનકું દેખા, મૈ મનમેં લાજંત;
તૃપ્તી નહિ આશાકી ઉસકું, ક્યું પૂરે મુજ ખંત. સૂણો.
આપ-મંદીરમેં મૂર્ત્તિ, અહો ધર્મ જિનેંદ્ર દયાલ;
સબરોમ મેં ભયો અત્યાનંદ, ભયા મૈ અતિ ઉજમાલ. સુ.
'રત્નપુર' નગ્રકા નાયક, 'ભાનુ' નૃપ કુળ સૂર્ય;
'સુવતા' માતાકા નંદકુ, વિનવું વસી હજુર. સુણો.
કરદ્વય જોડકે બિનતિ કરતા હું, માને નેક નજરસેં નિહાલ;
ચર્ણ સેવા દેકે ભવોદધી તારો, યેહ માગત જેઠાલાલ. સુ.

---

## શ્રી શાંતિનાથનું સ્તવન.

જનુની જીવોરે ગોપીચંદની. (એ રાહ.)

ધન્ય દિવસ ધન્ય આ ઘડી, ધન્ય વિપળ પળ એહજી;
જેણુરે ભેટયા ભાગ્યોદય થકી, શાંતિ જિનેંદ્ર ગુણ ગેહજી.
- શાંતિ જિનેંદ્ર શુણો વિનતિ. (ટેક.)
નર્ક નિગોદાદિક વિશે, કાઢયો કાળ અનંતજી;

પુષ્કળ પુર્વના પુણ્યથી, દર્શ પામ્યો ભગવંતજી. શાંતિ.
ત્રિલોક ત્રાતા પ્રભુ આપને, વિનવું વારંવારજી:
આશા ધરી હું આવ્યોછું, આપ પાસે કિરતારજી. શાંતિ.
ભવાટવી-ભ્રમણ ઘણાં કીધાં, હજુ સુધી ન આવ્યો પારજી;
કુગુરૂ કુમતિ કુસંગથી, ન થયો મુજ ઉદ્ધારજી. શાંતિ.
નમણુ[૧], વિલેપન[૨], કુસુમ[૩], ઉત્તમ અગ્રનો ધુપ[૪]જી;
દીપક[૫], અક્ષત[૬], ફળ[૭] નવનવાં, નૈવેદ[૮] અષ્ટ સ્વરૂપજી. શાંતિ.
એ અષ્ટાદિક દ્રવ્યથી, પૂર્ણ ભાવ સહિતજી;
અરચી ભવ-ભય પરહરૂં, કરૂં શિવ-પૂરનો સંકેતજી. શાંતિ.
'અચીરા' નંદન જગપતિ, 'વિશ્વસેન' નૃપ-કુળે ચંદ્રજી;
'ગજપૂરી' નગરી તણા સ્વામી, જયજય શાંતિજિણંદજી.શાં.
'ગજ' ભવે સસલો ઉગારિયો, મરકી રોગનો કર્યો નાશજી;
અતિ મહીમા શ્રવણે ધરી, આવ્યોછું હું તુમ પાસજી. શાં.
રાજ્ય રિદ્ધિ રમણી રંગમાં, નહિ મુજ ઇચ્છા લેશજી;
ચરણાંબુજ સેવા બખ્શીને, ભવ પાર ઉતારો પરમેશજી. શાં.
સ્મરણ શાંતિ જિન આપનું, કરૂં શુદ્ધ શ્રદ્ધાથી નિત્યજી;
અવિચળ પદ જેઠાલાલ, તુમ ધ્યાને પામે ખચીતજી. શાંતિ.

---

## શ્રી કુંથુનાથનું સ્તવન.

મહોલે પધારો મહારાજ; માણીગર. (એ રાહ.)
અરજ કરૂં હું આજ, કુંથુજિન; અરજ કરૂંછું હું આજ,

કરો સાફલ્ય મુજ શુભ કાજ, કુંથુજિન; અરજ કરૂંછું
હું આજ. (ટેક.)

## સાખીઓ.

કરૂં વિનતિ કરજોડીને, સનમૂખ રહી તુમ દ્વાર;
આવી ઉભો આ સમે, મુને નેક નજરે નિહાળ. કુંથુજિન.
ચારે ગતિ ભવ ભ્રમણમાં, ભમિયો વાર અનંત;
દુઃખટાળક સુખદાયક, મને નહિ મળ્યો કોઈ સંત. કુંથુજિન.
પરીભ્રમણ ભવાટવીનું, ભિન્ન ભિન્ન વેશે કીધ;
કાંઇક પૂર્વના પુન્યથી, આજ તુમ મુદ્રામેં દીઠ. કુંથુજિન.
રોમેરોમ આનંદવેલ, વીંટળાઈ સહુ દિશ,
નિર્ધન મગ્ન વિત્તથી, તેમ મુજ મન હર્ષિત વિશેષ. કુંથુજિન.
સિતા રામચંદ્ર સંયોગથી, જોઇ ચંદ્ર–મુખ ચકોર;
ગૌરીસંગે વત્સ જેમ, મેઘ થકી આનંદીત મોર. કુંથુજિન.
તેમ કુંથુજિન સાહિબા, તુમ મુદ્રા નિરખી;
મુજ મન આનંદ ઉપજયો, હરખડી રહું હરખી. કુંથુજિન.
'હસ્તીનાપુર' રાજન, 'સૂર' નરેશ કુલચંદ;
'શ્રીરાણી' સુત દિનકર, કરો પાપના પૂંજ નિકંદ. કુંથુજિન.
જેઠાલાલ યાચે સદા, તુમ ચર્ણ તણી સેવ;
શિવ સુખ કેરી સંપત્તિ, મુને આપો દેવાધીશ દેવ. કુંથુજિન.

---

## શ્રી અરનાથનું સ્તવન.

ચંદાગોરી થારે ઓઢણે, મેવાડોરે મલીર. (એ રાહ.)

સુણો અરજી અરનાથ, હો પ્રભુ વિનવું વાર અપાર. (એ ટેક)
આવ્યો શરણે હું આપને, પ્રભુ ભવ દાવાનળ માંહી;
ટાળે સર્વે તાપ એવો, અન્ય નથી કો' દેવ ક્યાંહીરે. સુણો.
અઢારમા શ્રી અરનાથ જિન, છો અંતર્યામી મુજ;
કોને કહું સાહિબા કહો ? તુમ વિના મનની ગુંજરે. સુણો.
અનંતા દોષે ભર્યો છું હું, ગુણ હિણો ગમાર;
તુમ દર્શનથી ઉદ્ધરૂં જેમ, વિષ નિવારી અમિ ધારરે.સુણો.
દુરાગ્રહી થઈ ઉભોછું હું, તુમ દ્વારની પાસ;
આશા રાખુંછું હું તાહરી, કેમ જાઊં હું નિરાશ રે. સુણો.
'ગજપુરી'ના નરેશ, 'સુદર્શન' નૃપ કુળે ચંદ્ર;
'દેવા' રાણીના નંદન પ્રભુ, તુમ દર્શથી અતિ આનંદરે.સુણો.
અઢાર દોષોથી મુક્ત કરો, અઢારમા જિણંદ;
મહેર કરો જેઠાલાલપર પ્રભુ, જેમ ભવભય છંડે પ્રચંડરે.સુણો.

---

## શ્રી મલ્લીનાથનું સ્તવન.

સ્વામીનાથ, સ્વામીનાથ, સ્વામીનાથ રે. (એ રાહ.)

શ્રી મલ્લીનાથ, મલ્લીનાથ, મલ્લીનાથરે;
સુણો અરજ આ; પ્રભુ મલ્લીનાથરે. (ટેક.)
આવ્યોછું શરણે તારે, હું અનાથરે. સુણો.
ઘો સર્વેશ દયાનિધિ, પ્રભુ પ્રખ્યાતરે. સુણો.
નિવારો પ્રબળ સપ્ત ભય, કર્મ આઠરે. સુણો.

જાણી નહિ દૂર ક્યાંહી; સત્ય વાતરે. સુણો.
દ્વારે ઊભો આપને નિત્ય, અવનિનાથ રે. સુણો.
'કુંભ' રાય પિતા; 'પ્રભાવતિ' માતરે. સુણો.
બાળબ્રહ્મચારી, પ્રતિબોધ્યો સાથરે. સુણો.
મુજ પ્રતિબોધ કરો, પ્રભુ આજરે. સુણો.
જેઠાલાલનાં કરો, સહુ સફળ કાજરે. સુણો.
કરૂં અરજ આપને પ્રભુ, જોડી હાથરે. સુણો.
આપો શિવ સંપત્તિ, કૃપાનાથરે. સુણો.

---

## શ્રી મુનિ સુવ્રતસ્વામીનું સ્તવન.

ગરબી—મીઠી આંખલડી મારીને, કાળજું કોરીયુંરે; કાળજું કોરિયુંરે, ચિત્ત ચોરિયું રે. મીઠી. (એ રાહ.)

વંદો વિશમા જિનેંદ્રક સુખ કારણે રે;
સુખ કારણેરે દુઃખ વારણે રે. વંદો. ટેક.
નિશદિન ધ્યાન ધરૂં એક ચિતે રે;
ભવોભવ ભ્રમણ વિદારણે રે. વંદો.
કર જોડી સનમૂખ ઉભોછું;
આશા ધરીને પ્રભુ તુમ બારણે રે. વંદો.
ચર્ણ–સેવા દેઈ ભવભય નિવારો;
દૂર કરો દુઃખદ ગતિ ચારને રે. વંદો.
'પદ્મા' રાણીસુત પૂર્વ પુણ્યથી પામ્યો;

સમર્થ ભવજળથી તુર્ત તારણે રે. વંદો.
મુનિ સુવ્રત મન મંદીર વસજો રે;
જ્ઞાન ઉદય પ્રકાસવા કારણે રે. વંદો
છો સદા પ્રભુ શિવ સંપત્તિ દાયક;
જેઠાલાલ જાયે પ્રભુવારણે રે. વંદો.

---

## શ્રી નમિનાથનું સ્તવન.

પિયુને તજાવનાર, વેરી અલંકાર. ( એ રાહ. )

નમી નમી નમી નમિનાથ પ્રભુ પાય;
અલગો ન રહું ક્ષણ પ્રભુ તુમથી. (ટેક.)
વિનતિ કરૂંછું સ્વામી, આપની હજુર,
નેક નજરેથી જુઓ, વધે મુજ નૂર. નમી નમી.
તમે છો દીનેશ દયાનિધિ દીનો દ્વાર;
ભક્તવત્સળ ભવોદધિમાંથી તારનાર. નમી નમી.
આવ્યોછું શરણે આજ, શ્રી પ્રભુ નમિનાથ;
ભમિયો ચારે ગતિમાં, દીન હું અનાથ. નમી નમી.
દેવ ન દીસે કોઇ, ત્રિભૂવનમાં તુમ જોડી;
જાઉં કોને શરણે કહો? તુમ શરણ છોડી. નમી નમી.
નિરખી પ્રભુ મૂર્ત્તિને, દીનતા દૂર ગઈ;
સનાથ થયોછું સ્વામી, સ્મરણ ચિત્ત ગ્રહી. નમી નમી.
મથુરાનગરી નૃપ, 'વિજય'રાયના તન;

ધન્યધન્ય 'વિપ્રા' માતા, કુંથુ જિન રતન. નમી.
પૂર્વ પુણ્ય પ્રતાપથી, પામ્યો દર્શ મહારાજ;
બૂડતાં ભવોદધીમાં, થયા સુખકર ઝાઝ. નમી.
માગેછે, પ્રભુ! ચર્ણ–સેવા, સદાને માટે દાસ;
કૃપા કરી આપો પ્રભુ, કાપો ભવ પાસ. નમી નમી.
અર્જ શૂણી ગર્જ સારો, દીનની દયાળ;
ચર્ણે શિશ ધારે પ્રભુ, સેવક જેઠાલાલ.

---

## શ્રી નેમનાથનું સ્તવન.

શણગાર સૂણોરે સવારનો. ( એ રાહ. )

નેમી જિનેશ્વર સાંભળો, પ્રભુ મારી આ અર્જ, (૨)
દેવ ઘણાં અન્ય સેવિયાં, કાંઈ સરી નહિ ગર્જ. (૨) નેમી જિ૦
નર્કનિગોદે હું બહુ ભમ્યો, સહ્યાં દુઃખ અનંત; (૨)
વનસ્પતી તેઉ કાયમાં, નવી મળ્યો તું સંત. (૨) નેમી જિ૦
મનુષ્ય ભવે મેં જિનેશ્વર, જોયાં મિથ્યાત્વી દેવ; (૨)
કામી ક્રોધી મોહી લોભીઆ, રાગી દ્વેષી કુટેવ. (૨) નેમી જિ૦
પૂર્વ પુન્ય પ્રતાપથી, આવ્યો આપ હજૂર; (૨)
ભવતારક નેમનાથછો, ભેટયા આનંદપૂર. (૨) નેમિ જિ૦
'સમુદ્ર વિજય' કુળે ચંદ્રમા, 'શિવાદેવી' ના નંદ; (૨)
'રાણી રાજુલ'ના નાથજી, તુમ દર્શથી આનંદ. (તુ) નેમિ જિ૦
સર્વે જીવના પ્રતિપાળછો, છોડ્યા પશુઓના પાસ; (૨)

ભવજળથી આપ નિસ્તર્યા,ટાળો મારા એહ ત્રાસ.(૨) નેમિ જિ૦
કૃપા કરી ઉદ્ધારોને, જેઠાલાલ દીનદાસ; (૨)
સનમૂખ રહી એમ વીનવે, કાપો ભવ–ભય પાસ.(૨) નેમિ જિ૦

---

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

મુજે છોડ ચલા બનઝારા. (એ રાહ.)

સત્ય આશ્રય જિનેંદ્ર તમારો, મુજ વિનતિ પ્રભુ સ્વીકારો.
સત્ય. (ટેક.)
સૂણો ત્રેવિશમા પ્રભુ પાર્શ્વ, કરે અર્જ ઉભો રહી દાસ;
માની લેજો મુજરો મારો, મુજ વિનતિ પ્રભુ સ્વીકારો. સત્ય.
ભવો ભવ ભમતાં હું આજ, તુમ દર્શન પામ્યો મહારાજ;
પૂર્વ પુણ્યોદયથી તારો, મુજ વિનતિ પ્રભુ સ્વીકારો. સત્ય.
તમે નાગ'ધરણીધર' કીધો, તમે 'કમઠ'ને બોધજ દીધો;
થયા જગ જશ જય વિસ્તારો,મુજ વિનતિ પ્રભુ સ્વીકારો.સત્ય.
તમે ધ્યાન ધટા ગંભીર, રહ્યા મેરૂ તણી પેરે ધીર;
અનંત સંસારથી ઉગારો, મુજવિનતિ પ્રભુ સ્વીકારો. સત્ય.
'નવખંડા' 'પંચાશરા' પાર્શ્વ, ભીડભંજન થંભણુ વાસ.
'ગોડીચા' આશ્રય તમારો, મુજ વિનતિ પ્રભુ સ્વીકારો.સત્ય.
નૃપ 'અશ્વસેન' કુળચંદ્ર, માતા 'વામા' કુક્ષે જિનેંદ્ર;
ભવાટવી–ભય નિવારો, મુજ વિનતિ પ્રભુ સ્વીકારો. સત્ય.
હું ધ્યાન ધરૂં પ્રભુ તમારૂં, હવે કાપો મહા સંકટ હમારૂં;
ભવભ્રમણથી કરો છૂટકારો, મુજવિનતિ પ્રભુ સ્વીકારો.સત્ય.
લળી લળી તુમ પાયે લાગું, મુખ અવિચળ સુખ હું માગું;

કરી કૃપા મુજ કાજ સુધારો, મુજવિનતિ પ્રભુ સ્વીકારો.સત્ય.
કરૂં યાચના પ્રભુ તુમ પાસ, દ્યો દુર્લભ શિવપુર વાસ;
જેઠાલાલને ભવપાર ઉતારો, મુજવિનતિ પ્રભુ સ્વીકારો.સત્ય.

---

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

શણગાર શુ હવે સજીએ, શુણસે દાસી શૃંગાર. (એ રાહ.)
મુજ અરજી અવિધારો, મહાવિર જિન; મુજ. (ટેક.)
આશ કરી તુમ દ્વારે હું આવ્યો, દાદમોરી દિલ ધારો;મ૦મુ૦
પૃથ્વિ–પતિ જગ–દીપક વીર જિન,મિથ્યાત્વ તિમિર વિદારો.
મ૦ મુ૦
પરઉપકારી છો પરમકૃપાળુ, ભીડભંજન ભીડનિવારો.મ૦મુ૦
'ચંદનબાળાને'શિવ–સુખ આપ્યું, પ્રબળબંધવિદાર્યો. મ૦મુ૦
પ્રભુદર્શનથી શીવ–સુખપામ્યો, 'અર્જૂન માળી હત્યારો.મ૦મુ૦
ચર્ણેડશ્યો ચંડકોશીઓ તોપણ,તમે પ્રભુ તેને ઉદ્ધાર્યો. મ૦મુ૦
પૃથ્વીસુત મિથ્યાત્વ જીવાજીવ, શંશયનો ધરનારો. મ૦ મુ૦
"ઈંદ્રિજાળ કરનારછે ધૂર્ત", એ ઉપમા દેનારો. મહા૦ મુજ૦
તોપણ તમે નિજ ગણધર કીધો, ગૌત્તમલબ્ધી ભંડારો. મ.મુ.
ઇત્યાદિક તુમ મહાત્મય સુણીને, મેં ચાહ્યાં પ્રભુનાં દ્વારો.મ.મુ.
પળપળ પાય પ્રણમી કરીને, વિનવું વખત હજારો. મ. મુ.
કલ્પવૃક્ષ ચિંતામણી સૂર–ધેનુ,મુજસ્વાર્થ પ્રભુ સુધારો.મ૦મુ૦
જોતાં જગમાં તુંછે એક સાચો,ભવજળથી તારનારો.મ૦મુ૦
'સિદ્ધારથ સુતત્રિશલા નંદન,' પલ્લોગ્રહ્યો મેં તારો. મ૦ મુ૦
જેઠાલાલ કહે અહો દયાનિધિ, ભવાટવી ભયથી ઉગારો.મ૦મુ૦

**કળસ**

ચોવીશ જિનવર દેવ, પ્રણુમો; ચોવીશ જિનવર દેવ. ટેક.
શત્રુંજયાદિક સર્વ તિર્થ, જ્યાં જિન-બિંબ ભરેવ; પ્રણુમો, ચો૦
ભાવનગર વડવાગામ મધ્યે, ગુરૂગુણ વૃદ્ધિ સદેવ; પ્રણુમો, ચો૦
જેઠાલાલ માણેકચંદે જિનગુણ, માળા હર્ષે રચેવ; પ્રણુમો, ચો૦
ઓગણીસેં પીસ્તાળીસસાલે, માસ પ્રથમ ગુણેવ. પ્રણુમો, ચો૦
પક્ષ ઉજ્વળ પંચમિદિન મહોત્સવ, જ્ઞાનઉદ્યોત કરેવ; પ્રણુમો, ચો૦
ઘૃતની અતિ પ્રગટી દીપમાળા, વાજિત્રનાદ સુખેવ; પ્રણુમો, ચો૦
જૈન અભિલાષી સભામંડળ સહુ, મુખજયજય ઉચરેવ; પ્ર૦ ચો૦

**સમાપ્ત.**

---

# अथ श्रीमहामुनिराज श्री वीर-विजयजी महाराजकृत स्तवनो.

## શ્રી આદિનાથજિન સ્તવન.

ક્યા છબી લાગત પ્યારી, મારૂ દેવા-નંદકી;
ક્યા છબી લાગત પ્યારી. મારૂ૦ (આંકણી)
રતનજડીતકો મુગટ મનોહર, કુંડલ ઝલકત ભારી. ક્યા૦(૧)
મોતીયન હાર બાંહેબાજુબંધ, છીટક કેશકાલીકાલી. ક્યા૦(૨)
સમોવસરણમેં ચૌમુખ સુરતા, મુરત પ્રભુજીકી સારી. ક્યા૦(૩)
દેખ દરસ સબકો મન હરખ્યો, ચિત્ર જાતસૂરનારી. ક્યા૦(૪)
બાલચંદ્ર પ્રભુ અધમ ઉધારણ, ચરણશરણ બલીહારી. ક્યા૦(૫)

---

## શ્રી ચંદ્રપ્રભજિનસ્તવન

રાગ ઇંદ્રસભા. દાદરો.

ચંદ્રવદન શુભ ચંદ્ર પ્રભુ તાહરા;
દેખી દિલ શાંત મન ચકોર રીઝે માહરા.ચંદ્રવદન.(ટેક)૧
નયન યુગલ ભયે શાંત રસ તાહરા;
પ્રભુ ગુણ કમલ ભમર મન માહરા, ચંદ્રવદન. ૨
પ્રભુ તોહી જ્ઞાન સોહી માનસર તાહરા;
ઉહાં મન હંસ ખેલે રાત દિન માહરા, ચંદ્રવદન. ૩
પ્રભુ કરૂણા હમસે ભઈ તાહરી;
તબ મદ મોહ કીસિ નિંદ ખુલી માહરી, ચંદ્રવદન. ૪
અતિ ઉત્કંઠાસેં મેં દર્શ ચાહું તાહરા;
કરમકે ફંદસેં જો ભાગ્ય ખુલે માહરા. ચંદ્રવદન. ૫
ભાવ પુરે વાસ ભયા ખાસ પ્રભુ તાહરા;
સિદ્ધ હુવા કાજ વીરવિજય કહે માહરા, ચંદ્રવદન. ૬

---

## અથશ્રી ગિરનારજીમંડણશ્રી નેમનાથજિન સ્તવન.

મેં આજે દરિશણ પાયા;શ્રીનેમનાથ જિન રાયા. મેં (આંકણી)
પ્રભુ શિવાદેવીના જાયા, પ્રભુ સમુદ્રવિજય કુલ આયા;
કરમો કે ફંદ છોડાયા, બ્રહ્મચારી નામ ધરાયા;
જિને તોડી જગતકી માયા, જિને૦ મેં આજે૦ ૧
રેવત ગિરિ મંડણ રાયા, કલ્યાણક તીન સોહાયા;
દિક્ષા કેવળ શિવરાયા, જગતારક બિરદ ધરાયા;
તુમે બેઠે ધ્યાન લગાયા, તુમે૦ મેં આજે૦ ૨

અબ સૂણો ત્રિભુવન રાયા, મેં કરમો કે વસ આયા;
મેં ચતુરગતિ ભટકાયા, મેં દુઃખ અનંત પાયા;
તે ગીણુતી નાંહી ગણાયા, તે ગીણુતી૦ મેં આજે૦ ૩
મેં ગર્ભાવાસમેં આયા; ઉંધે મસ્તક લટકાયા;
આહાર સરસ વીરસ ભુક્તાયા, ત્યાં અશુભ કર્મ ફલ પાયા;
ઇણુ દુઃખસેં નાંહી મુકાયા, ઈણુ દુઃખસે૦ મેં આજે૦ ૪
નર ભવ ચિંતામણી પાયા; તબ ચ્યાર ચૌર મિલ આયા;
મુજે ચૌટેમેં લૂટ ખાયા, અબ સાર કરો મહા રાયા;
કીસ કારણુ દેર લગાયા, કીસ કારણુ૦ મેં આજે૦ ૫
જેણે અંતરગતમેં લાયા, પ્રભુ નેમ નિરંજન ધ્યાયા;
સબ સંકટ વિઘન હઠાયા, તે પરમાનંદ પાયા;
ફેર સંસારે નહિ આયા, ફેર સંસારે૦ મેં આજે૦ ૬
મેં દૂર દેશસેં આયા; પ્રભુ ચરણે શિશ નમાયા;
મેં અરજ કરી સુખદાયા, તુમે અવધારો મહારાયા;
એમ વીરવિજય ગુણગાયા, એમ વીરવિજય૦ મેં આજે૦૭

---

## અથ શ્રી નેમનાથ જિનસ્તવન.

બાવીસે સૂભટોને જિતવારે, ઉપસમે આણ્યો મન ધીર;
ધીર ધરરરરરર નેમે ન જાણી, નેમે ન જાણી મેરી;
પેઉડે ન જાણી મેરી;
પીડ પીડ બાઈ રે બાઈ, બાઈ નેમે ન જાણી. ૧
રથડો વાળીને નેમજી ચાલ્યા, દાઝ્યો હૈડા કેરો હીર;
હીર હરરરરરર, નેમે ન જાણી. ૨

આંસુડાં ઝરંતીને ધરણી ઢળંતી, જાણ્યે આષાડો નીર;
નીર ઝરરરરરર, નેમે ન જાણી. ૩
ચંદ્રવદની મૃગા લોચનીરે, પ્રેમનો માર્યો મને તીર;
તીર ખરરરરરર, નેમે ન જાણી. ૪
શીવ રતન કહે નેમને રાજુલ, કરમરૂપી ફાડ્યો ચીર;
ચીર ચરરરરરર, નેમે ન જાણી. ૫

---

### અથ શ્રી નેમનાથ રાજુલ સંબંધી પદ.

રાગ પંજાબી ઠેગો ખ્યાલમેં.

પીયા કારણ ગઢ ગીરનાર ચલી;
રાણી રાજેમતી વૃત્ત ચિત્ત ધરી. પીયા૦ ૧ આંકણી.
અધીક પ્રીત રસ રીત જાનકે;
નેમ પીયા કર સીર ધરી. પીયા૦ ૨
તપ જપ સંયમ ધ્યાના નલસેં;
કર્મ ઇંધન પરજાલ ચલી. પીયા૦ ૩
નેમ રાજુલકી પ્રીત પુરાણી;
અંતરમેં જ્યોતિસેં જ્યોત મિલી. પીયા૦ ૪
પ્રહ ઉગમતે દંપતિ નામે;
વીરવિજય મન રંગ રલી. પીયા૦ ૫

---

### અથશ્રી ગુહલી.

ગુરૂ મારા ગામનગર પુર વિચરતારે, બહુશિષ્યને પરીવાર;
જ્ઞાન અમૃત જલે કરી સીંચંતારે, હિંસતા ભવીક કમલ સંધાત;
હું બલહારી એ ગુરૂ રાજનીરે. આંકણી. ૧

અવસર ક્ષેત્ર ફરસના લઈ કરીરે, પાલીતાણા નગરમોઝાર;
સિદ્ધક્ષેત્ર સિદ્ધાચલ ભેટવારે, આવ્યા આતમરામ એણેઠાર. હું.૨
પંચસુમતિ તીનગુપ્તી બીરાજતારે, ધરતા ધર્મશુકલ દોય ધ્યાન;
હરતા મોહદશા મહા ફંદનેરે, કરતા ગ્નાનધ્યાન એક તાન. હું.૩
પંચમ કાલમેં કુગુરૂ સોહલારે, દોહલા સુગુરૂ લણા દેદાર;
પામી ભવ્યજીવ તમે સાંભલોરે, ભગવતીસૂત્રતણો અધીકાર.હું.૪
ચાતકને મન જલધર ચાહનારે, કામનીને મન કંથની ચાહ;
તેમ મારાગુરૂજીની વાણીઉપરેરે, શ્રોતાજનની પ્રીતી અથાહ.હું.૫
ગુણવતી સહીર સબ ટોલે મલીરે, આવતી ગુરૂજીને દરબાર;
ચઉગતી ચૂરણ સાથીયો પૂરતીરે, ગાવતી ગુંહલી ગીતરશાલ.હું.૬
ગુરૂજીના ચરણકમલની ઉપરેરે, ભમરપરે મુનિગણના વૃંદ;
લેતા સદ્‌ગુણ રૂડી વાશનારે, દેતા વીરવિજયને આનંદ. હું.૭
ઇતિ શ્રી મહામુનિરાજ શ્રીવીરવિજયજી મહારાજ કૃતસ્તવનો.

---

## જિનેશ્વર પ્રાર્થના.

વંદન કરૂં વિશ્વપતિ. (એ રાહ.) ઇંગ્રેજી રાહ.

વંદુ ઉભય હસ્ત, જોડી, જગત્-જિનવર સ્વામી;
જગત્-જિનવરસ્વામી, અનંત અલખ બહુ નામી.વંદુ.(ટેક)
રૂપભદેવ આદ્ય ઇશ, સ્મરણ કરીએ અહર્નિશ;
ઉરવિશે અતિહર્ષ ધારી, સુખદચર્ણ સેવા પામી વંદુ.
અવનીશ્વર શ્રીઅભિનંદન, સુર કરે પ્રીતે વંદન;
આસ્થા રાખી આનંદકારી, ભક્તિ ઈચ્છું આનંદકારી. વંદુ.
ચંદ્ર પ્રભુ અનાથ-નાથ, દેવો ગાય ગુણ ગાથ;
કરી સુ સ્તુતિ સુખકારી, આરાધું ઇશ મોક્ષ ગામી. વંદુ.

શ્રેયાંસ નાથ શ્રેયકારી, વિદ્યા ધરો કરે સ્તુતિ પ્યારી;
ગહનગતિ ન્યારી ન્યારી, સુકિર્તી જગ મધ્યે જામી. વંદુ.
શાન્તિ દાયક સ્વામી શાન્તિ, નિવારે ભવ–ભય સર્વ ભ્રાંતિ;
સકળ સુઅર્થ પ્રભુ સુધારી, કરો કૃપા કષ્ટ વામી. વંદુ.
મુનિ સુવ્રત ત્રિલોક ત્રાતા, દીધ દયા–સિંધુ દાતા;
ભવાટવી ભ્રમણ નાથ નિવારી, સદ્ગતિ દ્યો સર્વસ્વામી. વંદુ.
નેમિનાથ કરૂણાનિધિ, સત્વર બક્ષો સત્ય સિદ્ધિ;
પ્રચંડ ભવોદધિથી તારી, કરૂણા કરો નિષ્કામી. વંદુ.
પાર્શ્વનાથ પ્રતાપે અતિ, પામે દુર્લભ સદ્ગતિ;
અઘઓઘથી ઉગારી, નિર્ભય કરો ભયથી સ્વામી. વંદુ.
મહાવીર પ્રભુ ટાળે વિપત્તિ, દે સુખદ શિવ–સંપત્તિ;
અસહ્ય દુર્ગતિ વિદારી, શરણે ગ્રહો નિશ્ચળ નામી. વંદુ.

---

**શાસનયક્ષ યક્ષણીઓ–સ્તુતિ. લાવણી.**

છે જનપાલક ટાલક દુઃખનો. (એ રાહ)

શાસન યક્ષો સહાય કરો,
શાસન યક્ષણીઓ કષ્ટ હરો. શાસન.(ટેક)
ગોમુખ યક્ષ હું પર મહેર કરી,
દેવી વિનતિ સ્વીકારો ચક્રેશ્વરી;
યક્ષ નાયક છો મહા બળવાન,
કાલિકા માતુ કરો કલ્યાણ;
સદા શુભ કર્ત્તા છો ગુણ ખાણ,
છે આશ્રય તમ કેરો ખરો. શાસન.

વિજય યક્ષ વિજય કરજો,
દેવી ભૃકુટી શંસય હરજો;
યક્ષ બ્રહ્મ સુ યશ આપો,
દેવી અશોકા કષ્ટ કાપો;
મમ શિરે તમ કર સ્થાપો,
મુજ વિનતિ ધ્યાને ધરો. શાસન.
ગરૂડ યક્ષ ગુણવંતા છો,
દેવી નિર્વાણી સુખ કર્ત્તા છો;
વરૂણ યક્ષ કરજો વાર,
છો દેવી નર દત્તા સુખ કાર;
ગોમેધ યક્ષ સુ શક્તિ અપાર,
અંબીકા આશા પુરો. શાસન.
પાર્શ્વ યક્ષ તમ પ્રતાપ થકી,
માતુ પદ્માવતી કરો કૃપા અતિ;
માતંગ યક્ષ કરૂં રચના સાર,
સિદ્ધાયિકા દ્યો સુબુદ્ધિ અપાર,
જય જય શબ્દનો થાય ઉચ્ચાર,
તમકૃપાથી આ ગ્રંથ સુધરો. શાસન

**શ્રી ઋષભદેવ સ્વામિનનું સ્તવન.**

સિંહાનોકનરો.

તારૂણી તુજથી નથીરે જુદાઈ. (એ રાહ.)

પ્રથમ પરમેશ્વર પ્રાર્થના સ્વીકારી,
કષ્ટ નિવારો ભવ પાર ઉતારી. પ્રથમ. (ટેક.)
ઇક્ષાગ કુળ વિશે ભાનુ સમ શોભિત;

છો સર્વેશ્વર સહુને સુખકારી. પ્રથમ.
નાભિ નરેશ-સુત મરૂદેવી નંદન;
વંદન કરૂં ઉરે ઉમંગ ધારી. પ્રથમ.
વિનીતા નયરી-પતિ હર્વે અતિશય;
પ્રાપ્ત દુર્લભ દર્શ સુખકારી. પ્રથમ.
અષ્ટાપદ-પ્રભુ છો અનાથ-નાથ;
કરો સનાથ મમ કષ્ટ નિવારી. પ્રથમ.
ત્રિભુવન-ત્રાતા સદ્ગતિ-દાતા;
જ્ઞાતા છો પરમ પરોપકારી. પ્રથમ.
સકળ અઘ-હર્ત્તા અચળ સુખ-કર્ત્તા;
ભર્ત્તા, દ્યો સેવા મમ સ્વાર્થે સુધારી. પ્રથમ.

---

**શ્રી અભિનંદન સ્વામિન્નું સ્તવન.**

દીંડી.

પ્રભુ અભિનંદન, અરજ ઉર ધારી;
કરો કૃપા નાથ, મમ સુસ્વાર્થો સુધારી;
અશરણ શરણ, શરણ દ્યો સુખકારી. પ્રભુ. (ટેક.)
સંબર નરેશ-સુત, છો અનાથ-નાથ;
સિદ્ધાર્થા-નંદન કેરા, ગાઉં ગુણ ગાથ;
ઇક્ષાગ કુળ-સૂર્ય, વંદુ જોડી દૂય હાથ. પ્રભુ.
દયાસિંધુ દાતા, અયોધ્યા પુરી-ઇશ,
સમેતશિખર-સ્વામિન્, દર્શ દ્યો જગદીશ;
સ્મરણ આપનું પ્રભુ, ઇચ્છું અહર્નિશ. પ્રભુ.
ભવાટવી-ભ્રમણ, દેવાધિશ દેવા;

નિવારો સઘ હર્ષિત છું, સુખ લેવા;
અભરાભરણ, સેવક ઇચ્છે ચર્ણ સેવા. પ્રભુ.



**શ્રીચંદ્રપ્રભુસ્વામિનનું સ્તવન. આશાવરી જોગીઓ.**

છોડીને જાઉં હું એકલી, પ્યારા તુજ પ્યાર. (એ રાહ.)

શ્રી ચંદ્રપ્રભુ સ્વામી અંતર્યામી ત્રિલોક–તાત;
સર્વ વ્યાપક મુક્તિ દાયક, સર્વેશછો શાક્ષાત. શ્રી૦ ટેક.
ઈક્ષાગ કુળે આદિત્ય છો, છો વિશ્વ વિશે વિખ્યાત;
ભવાટવી–ભ્રમણ નિવારો, એ કષ્ટ કાપો કાન્ત. શ્રી.
માહાસેન નૃપ પિતા, ને લક્ષ્મણા માત;
ભવાટવી–ભ્રમણ નિવારો, એ કષ્ટ કાપો કાન્ત. શ્રી.
ચંદ્રપુરી નગરીના નાથ, કેરો ભવ–દવથી શાન્ત;
ભવાટવી–ભ્રમણ નિવારો, એ કષ્ટ કાપો કાન્ત. શ્રી.
કરો અનાથ સઘ સર્વેશ, છું અનાથ સત્ય વાત;
ભવાટવી ભ્રમણ નિવારો, એ કષ્ટ કાપો કાન્ત. શ્રી.
સંકટ સંસાર સાયરનું, ન હું કથીશકું નાથ;
ભવાટવી–ભ્રમણ નિવારો, એ કષ્ટ કાપો કાન્ત. શ્રી.
દુર્લભ દર્શ ઘો દયાળ, ભાંગો મુજ મનની ભ્રાંત;
ભવાટવી ભ્રમણ નિવારો, એ કષ્ટ કાપો કાન્ત. શ્રી.
દયાસિંધું દાતા ત્રિલોક ત્રાતા, જાણોછો સર્વ વાત;
ભવાટવી–ભ્રમણ નિવારો, એ કષ્ટ કાપો કાન્ત. શ્રી.
ચર્ણ–સેવા ઘો શરણે ગ્રહી, જિન–નામ જપું દિનરાત;
ભવાટવી–ભ્રમણ નિવારો, એ કષ્ટ કાપો કાન્ત. શ્રી.

## શ્રી શ્રેયાંસનાથનું સ્તવન.

### લાવણી.

મુજે છોડ ચલા બનજારા. (એ રાહ.)

શ્રી શ્રેયાંસ જિન શ્રેયકારી, નમું અત્યાનંદ ઉર ધારી. શ્રી. (ટેક.)
પ્રભુ વિષ્ણુ નરેશના તન, વિષ્ણુ માતા કેરા નંદન;
છો સર્વેશ્વર સુખકારી, નમું અત્યાનંદ ઉર. શ્રી.
સિંહપુરી નગરીના સ્વામી, છો સર્વજ્ઞ અંતર્યામી;
છો પરમેશ પરોપકારી, નમું અત્યાનંદ ઉર. શ્રી.
આપછો સ્વામી અજરા ભરણુ, પ્રભુછો અશરણુ શરણુ;
સેવા ચાહે સુરનર નારી, નમું અત્યાનંદ ઉર. શ્રી.
પ્રભુ ત્રિલોકતણા છો ત્રાતા, સર્વવ્યાપક દયાનિધિ દાતા;
છો નિરંજન નિરાકારી, નમું અત્યાનંદ ઉર. શ્રી.
છો આપ અનાથ તણા નાથ, ગાયે સુરેંદ્ર આપ ગુણ–ગાથ;
પ્રભુ–દર્શથી પામે ગતિ સારી, નમું અત્યાનંદ ઉર. શ્રી.
દુઃખ–હર્તા સુખ–કર્તા, મમ ભવ–ભય નિવારો ભર્તા;
ભક્તિ ઈચ્છું અમંદાનંદકારી, નમું અત્યાનંદ ઉર. શ્રી.

## શ્રી શાંતિનાથનું સ્તવન.

### લાવણી.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી. (એ રાહ.)
શાંતિ જિનેશ્વર ધરો, મમ ચિત્ત શાંતિ;
નિવારો ભવાટવી–ભ્રમણને મનની ભ્રાંતિ. શાંતિ. (ટેક.)
સૂર્યસમ શોભિતછો, ઇક્ષ્વાગ કુળે સ્વામી;
શ્રવણ કરો મમ અરજ, વંદુ શિર નામી. શાંતિ.
વિશ્વસેન નરેશ–સુત નાથ, કૃપા અતિ કરજો;
સંસાર સાગરતણું સંકટ, સત્વર હરજો. શાંતિ.

મેં ભવાટવી—ભ્રમણ અતિશય, સ્વામી કીધું;
વિશ્વ વિશે ના કોઈ દેવે, શરણ નહિ દીધું. શાંતિ.
ઘણાં દેવદેવી તણી, બહુ કાળ કરી મેં સેવ,
એ સર્વે રાગી દ્વેષી જાણ્યા હવે દેવ. શાંતિ.
નિરંજન નિષ્કામી નાથ છો નિર્વિકારી;
હવે શરણે ગ્રહી ઘો સ્વામી સેવા સુખકારી. શાંતિ.
કોણ સુદેવ કોણ કુદેવ એ જાણ્યું નહિ મેં કાંઈ;
આપ—સુબોધે દીધું સુજ્ઞાન, અતિ સુખદાઈ. શાંતિ.
ગજ પુરપતિ અચિરા માતુ તણાં નંદન;
ચર્ણ—સેવા ઘો સ્વામી, પ્રીતે કરૂં વંદન. શાંતિ.

## શ્રી મુનિસુવ્રત સ્વામિનૂનું સ્તવન.

### ભરવી—ગજલ.

ચંદ્રમુખીને એકલી છોડીને હું આવ્યો અહિં. (એ રાહ.)
શ્રી મુનિ સુવ્રત સ્વામી સધ, ઉગારો પ્રચંડ સંસારથી;
આપ—શરણે ગ્રહીને મુને, કરો નિર્ભય ભય અપાર શ્રી. ટેક.
સુમિત્ર—નરેશ સુત સ્વામી, છો પ્રભુ અંતર્યામી;
કૃપા કરો નિશ્ચળ નામી, સુબોધ સુખકારથી. શ્રી.
રાજગ્રહી નગરીના નાથ, ઉમંગે ગાઉ ગુણ—ગાથ;
કરૂં વંદન જોડી દ્વય હાથ, દર્શ આનંદ કારથી. શ્રી.
પદ્માવતિ—સુત હે! પતિ, કૃપા કરો હું પર અતિ;
હરો સકળ મમ વિપત્તિ, આપના પ્રાસાદ અપારથી. શ્રી.
શુભ તિર્થે અતિશય સુખકર, શોભિત છે સમેત શિખર;
'હરિવંશ'—કુળના દિનકર, દૂર રાખો દુર્ગતિ દ્વારથી, શ્રી.

## શ્રી નેમિનાથનું સ્તવન.

### ઇંદરસભાની ગજલ,

અરે લાલદેવ ઇસ તરફ જલ્દ આ. (એ રાહ.)
અહો પ્રભુ પ્રાણેશ નેમિનાથ;

કૃપા કરી હેતે ગ્રહો મુજ હાથ. અહો. ટેક.
પ્રભુ કેમ આપે મુને પરહરી;
શો છે અપરાધ કહો મે'ર કરી. અહો.
દુભવો દીન દારાને કેમ મહારાજ;
દાખો દયા કરી સ્વામી શિરતાજ. અહો.
નાથ શું દોષિત છે મારાં માત તાત,
કે બીજાં સગાં સખીઓ કહો મુજ કાન્ત. અહો.
આઠ ભવ સુધી સ્વામી સાચવી પ્રીત;
નવમે ભવ ત્યાગો કહો એ કેવી રીત ? અહો.
ભોગવ્યું નથી સુખ સંસાર મધ્ય;
કરો ઇચ્છા પુર્ણ પધારીને સદ્ય. અહો.
નેમિનાથ—જાશુ જિનેશ્વર કેરી કરો સેવ;
આરાધો ઉમંગે દેવાધિશ દેવ. જાશુ.
પામો સત્વર જેથી શિવપુર સુખકાર;
હરિશ્ચંદ્ર ગાયે તરે ભવપાર. જાશુ.

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

### રાગ માઢ.

આડોલર ગુલાબ આ ગુલદાવદી ખીલી. (એ રાહ.)
શ્રી પાર્શ્વનાથ સ્વામી, અવિચળ નામી જગતનાથ;
અધમ ઉદ્ધારણ સુખકરણ, વંદુ જોડી ઉભય હાથ.
શ્રી. ( ટેક. )

અશ્વસેન નરેશ સુત, વિદારી દુર્ગતિ દુઃખ;
વામા માતુના નંદન પ્રભુ, આપો અવીચળ સુખ. શ્રી.
ઇક્ષાગ કુળના દિનકર, કરૂણાનિધિ સર્વેશ્વર;
શોભિત ભાવપુર મધ્યે, છે સુખકર મંદિર સુંદર. શ્રી.
સદા ચર્ણ-સેવા પ્રભુ, દ્યો દર્શ સુખકારી;
દયાસિંધુ દ્યોને શિવસુખ, કરો મમ કષ્ટ નિવારી. શ્રી.

## મહાવીર સ્વામિનું સ્તવન.

### દાદરો.

શાંતિ પ્રભુ સુખના દાતા. (એ રાહ.)

ત્રિલોક ત્રાતા ! મુક્તિ દાતા !
મહાવીર વિભુ ! વિશ્વે વિખ્યાતા. ત્રિલોક. (ટેક.)

ત્રિશલા માતુના નંદન,
સિદ્ધાર્થ-સુતને કરૂં વંદન;
પ્રભુ-દર્શ ભવ-ભય ભંજન,
છે ગતિ ત્રાતા તણી ગહન. ત્રિલોક.

અલખનો ભય નિવારી,
આપે સિદ્ધ કીધાં ઉદ્ધારી;
સર્વેશ છો સહુને સુખકારી,
છો નિરૂપી નિરાકારી. ત્રિલોક.

પરમેશ મુજપર કૃપા કરજો,
સર્વેશ સકળ સંકટ હરજો;
મુને શુદ્ધ શ્રદ્ધાવંત સર્જો,
મુજની પ્રાર્થના ઉરે ધરજો. ત્રિલોક.

સમાપ્ત.

## શાંતિનાથનું સ્તવન.

મહાવીર તોરા સમોવસરણકી બલીહારી. (એ રાહ.)

વંદુ શાંતિ જિનંદા જયકારી;
જયકારી જિનંદા જયકારી. વંદુ (એ ટેક.)
વિશ્વસેન-કુળે ચંદ્ર સમ શોભિત;
અચિરાજી-નંદ આનંદકારી. વંદુ.
કાયા ધનુષ્ય ચાળીશની સોહે;

'લાંછન' કુરંગ છે સુખકારી. વંદુ.
નથી જગમાં કો' દેવ તુમ જેવો;
ખોળતાં ત્રિભૂવને હિતકારી. વંદુ.

જિનેશ હું તમ-શરણે આવ્યો;
દાસની વિનતિ લ્યો ઉર ધારી. વંદુ.
ધર્મનું સ્વરૂપ મેં નહિ જાણ્યું;
ભવાટવી ભમ્યોછું હું ભારી. વંદુ.
રત્નચિંતામણી જિનેશ્વર કેરા;
દર્શન પામ્યો શિવ સુખકારી. વંદુ.
મનમોહન મુજ વિનતિ શુણીને,
દાસને ગ્રહો ભવજલ તારી. વંદુ.

શિવ સુખ દેવા પ્રભુ તુમ જેવા;
છે સમર્થ અનંત્ત ગુણ ધારી. વંદુ.

દોહરો.

વેલસિ-સુત વિઠ્ઠલ વદે, જોડીને દ્વય હાથ;
ચર્ણ-સેવા દો મુજને, જિનેશ્વર જગ-નાથ.

मालिनीवृत्तम्.

रुषभअजितवंदु, धर्मसुपार्श्वस्वामी;
शितळअरजिनेंद्रं, छेप्रभुमोक्षगामी;
विमळसुविधिशांति, कुंथुमल्लीनीसेवा;
वीरजिन-पदसेवी, पूजुंदेवेंद्रदेवा.

સમાપ્ત.

## અગાઉથી આશ્રય આપનાર ઉદાર ગ્રાહકોના મુબારક નામ.

| પ્રત. | નામ. |
|---|---|
| | **ભાવનગર.** |
| ૧૦૫ | શા. અમરશી ભગવાનદાસ. |
| ૧૦૧ | સલોત. પીતાંબર ભગવાનદાસ. |
| ૨૫ | પરમમિત્ર, વિઠ્ઠલદાસ વેલસી. |
| ૨૫ | શેઠ. અમરચંદ નારણ. |
| ૧૦ | કામદાર ભુરા ટોકર શ્રીપીપડીવાળા. |
| ૨૦ | ભાવસાર. રામજી પદમશી. |
| ૧૨ | મિત્ર. હરખચંદ કમળશી. |
| ૧૦ | મેતા. છગન લીલાધર. |
| ૫ | વોરા. છગનલાલ દેવચંદ. |
| ૫ | વોરા. લક્ષ્મીચંદ કલ્યાણજી. |
| ૫ | ભા. પીતાંબર વીઠ્ઠલદાસ. |
| ૫ | શા. દામોદર હરખચંદ. |
| ૫ | શેઠ. આણંદજી ઓધવજી. |
| ૫ | રા. રા. ભાણજી નથુભાઈ ભાવસાર. |
| ૫ | શા. ગીરધર ગોરધન. |
| ૬ | શા. માનચંદ જીવણભાઈ. |

| પ્રત. | નામ. |
|---|---|
| ૫ | ભા. મોતીચંદ વસ્તા. |
| ૫ | શેઠ. જેચંદ જુઠા. |
| ૫ | ભા. ધનજી કસળચંદ. |
| ૫ | શેઠ. ભાઇચંદ શોમચંદ. |
| ૫ | વોરા. તારાચંદ છગનલાલ. |
| ૫ | પટેલ. કેશવલાલ કરશનજી. |
| ૨ | મિત્ર. ભુરાભાઈ ઠાકરશી. |
| ૨ | મિત્ર. તારાચંદ મુળજી. |
| ૩ | શા. રામચંદ વખતચંદ. |
| ૨ | ભા. મૂળજી ગોબર. |
| ૨ | ભા. જેચંદ વિઠ્ઠલ. |
| ૨ | શા. ગોપાળજી દામજી. |
| ૨ | મેતા. મોતીલાલ અમીચંદ. |
| ૨ | શા. ચુનીલાલ મુળચંદ. |
| ૨ | શેઠ. ગાંડા બેચર. |
| ૨ | શા. ત્રીકમજી વણારશી. |
| ૨ | શા. ઝવેરદાસ સીઆ. |

૨ ભા. છગનલાલ ભુરા.
૨ ભા. મોનજી કકલભાઈ.
૨ ભા. લખમીચંદ ગીરધર.
૨ શા. છગનલાલ કીલુભાઈ.
૨ ભા. રામજી ભાણજી.
૨ શા. ગાંડા કરશન.
૨ શા. કમા શામજી.
૨ શેઠ. દામજી જુઠા.
૨ શા. મગનલાલ ગીરધર.
૨ શેઠ. કુંવરજી જેઠાલાલ.
૨ શા. પુરૂષોત્તમ રણછોડ.
૨ શા. ગોરધન મોતીચંદ.
૨ ભા. નથુ ભુરા.
૨ શા. દીપચંદ કકલ.
૨ શા. ત્રીભોવન રામજી.
૨ મણીઆર નાનજી ધનજી.
૨ પુરૂષોત્તમ મોતીચંદ.

**પાલીતાણા.**

૫ વોરા. જેકા ઝવેરભાઈ.
૫ દોશી. માણેકચંદ રતનશી.
૨ શેઠ. ત્રીભોવનદાસ રાઘવજી.
૨ વોરા. ઉકા ગોવીંદજી.

**લીંબડી.**

૨૫ રા રા. મગનલાલ કસ્તુરચંદ.
૨ પરિ. ત્રીભોવનદાસ કચરા.

**સિહોર.**

૫ શેઠ. પ્રાગજી દયાલ.

**બોટાદ.**

૨ શા. નાગર પાનાચંદ.
૨ બગડીઆ. પદમશી જેઠા.

**ચભાડીહું.**

૨ સલોત. વીઠ્ઠલદાસ ગુલાબચંદ.

**બોસડવા.**

૨ ગાંધી. જેઠા પુરૂષોત્તમ.

**વાલુકડ.**

૫ ભા. જીવરાજ ટોકર.

**ભાવનગર.**

૨ શા. જગજીવનદાસ રાંમજી.
૨ ભા. ફુલચંદ મુળજી.
૨ ભ. ગાંડાલાલ લીંબા.
૨ શા. ત્રીભોવન હરાશંગ.

૨ શા. ફુલચંદ દોશાભાઈ.

**પાલીતાણા.**

૫ ગાંધી. મેરાજ વી. છગનલાલ.

૨ મોદી. ઠાકરસી સુંદરજી.

**ગઢડા.**

૨ શા. હરીચંદ નાગર.

**ભાવનગર.**

૨ શા. હઠીશંગ આણંદજી.

૧૧ પરચુરણ.

# જાહેરખબર.

આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે.

ભાવનગર—શા. અમરશી ભગવાન ઠે વાગડીઆ
ગુલાબચંદ અમરજીની દુકાનેથી.
શા. અમરચંદ નારણ ઠે. નવીબજાર,
પાનવાળાની દુકાનેથી.
વોરા. કાનજી ધરમશી ઠે. બાપુ મેતાની
શેરી.

મુંબાઈ—સલોત પીતાંબર ભગવાન ઠે. છીપીચાલીમાં.

બોટાદ—શા. ઉજમશી મોતીચંદની દુકાનેથી.

અમદાવાદ—બુકસેલર હરીલાલ છોટાલાલ ઠે. માણેકચોક.

આ પુસ્તક અમારી પાસેથી તથા ઉપર લખ્યાં તે ઠેકાણેથી જેને જોઇએ તેણે મંગાવી લેવી. રોકડી કિમતે મળશે. પરગામવાળાને એક ટીકીટનો વધારે ખર્ચ લાગશે. નૉટપેડ કાગળ નહિ લેવામાં આવે. ઠે. વોરા લક્ષમીચંદ કલ્યાણજીની દુ.